શ્રીમત્પુષ્કર, ધર્મક્ષેત્ર, હરના દ્વારે, પુરે માથુરે
ત્રીવેણીસ્થ પ્રયાગરાજ, પણ થૈ, સત્ક્ષેત્ર કાશીપુરે,
ઉમાશંકર મિત્ર સાથ સુખથી, સૌ એકમાસાવધિ
યાત્રાઓ વિચરી કરી મનગમી, આનંદ આવ્યો અતિ. ૬
આજ્ઞા જે ફુઇ દેવબા સ્વમરણે વિશ્વાસથી દૈ ગયાં
શ્રીકાશી જઇ તેમના રૂણથકી છુટા અમે તો થયા,
જ્ઞાતીબાંધવનાં સુપર્વ દિવશે બંન્ને જમાડ્યાં તડો
વિદ્યાર્થી, અતિથી, યતી, ત્યમ જમાડ્યા, તીર્થના બ્રાહ્મણો. ૭
દેવા ભેટ કહેલ, દીધ, સથવા બાવા તણા સ્થાનમાં
પાત્રે શકત્યનુસાર દાન અરપ્યાં, તે ફોઇના પુણ્યમાં
પૂણ્યાત્મા ફુઇ દેવબા કથિત સો છુટયાં અમારાં રૂણો
એરીતે, દિનપાંચ બારશ સુધી આનંદ વાધ્યો ઘણો. ૮
કૃષ્ણારામ પવિત્ર નાગર રૂષી, તે સ્નેહ રાખે ઘણો
આવી સાથ કરાવતા હરખથી કાશીવિષે દર્શનો,
ઉમાશંકર મિત્ર સાથ સુખથી ક્ષેત્રે કરી દર્શનો
શ્રી આનંદ વને સદા વિચરતાં, આનંદ વાધે ઘણો. ૯
ગંગા સ્નાન પવિત્ર મિત્ર સહિતે પ્રાતઃ કરી પૂજનો
શ્રીવિશ્વેશ્વરનું સમર્ચન કરી, કર્તો ઘણાં દર્શનો,
શ્રીવિશ્વેશ્વરના પ્રદોષ યજને બેસે ઘણા બ્રાહ્મણો
આરાત્રીં નવવાગતે પણ થતાં આનંદ વધે ઘણો. ૧૦
ગંગાસ્નાન, સુરાર્ચનો પ્રતિદિને એરીત કર્તો સુખે
શ્રીવિશ્વેશપુરી ફરી નિરખતા શોભાભરી સર્વ તે,

ઊમાશંકર મિત્ર સાથ સતેત આનંદ કર્તો હતા
દુર્દૈવે મુજના અરે ! અણચિંતી આવી નડી આપદા. ૧૧

" આનંદ ભંગ "

ઓચીંતી સ્વજનોક્ત તેરશ દિને પૈતૃવ્યક ભ્રાતના
વાર્તા દુઃખદ સાંભળી મરણની, ઊડી ગઈ ચેતના,
ન્હાના બાંધવના અકાળ મરણે,. અંતર્વધી વેદના
સધે શોક મહાજહાળ સળગી ચિત્તે પડે ચેન ના. ૧૨
ચિત્તે ચેન પડે ન રાત દિવશે, ખાવું ન પીવું ગમે
ભ્રાતાના વિષમે સમે મરણથી, ચિંતા ન ચિત્તે શમે,
મુઝારો મનનો મટે ન મુજનો, ચિત્ત ભ્રમે વિભ્રમે
શ્રી આનંદ વને ગયો પણ મ્હને કાંઇ ન ત્યાં તો ગમે. ૧૩
સંતાપે મનના ચતુર્દશિ દિને ઉષ્ણજ્વરે ઘેરિયો
આધિ, વ્યાધિ, ઉપાધિ, પીડિત બધી હું હામ ત્યાં હારિયો,
પ્રેમી બાંધવ પ્રેમશંકર સધાવ્યો સ્વર્ગ, એ સાંભળી
હા, દૈવે કયમ કીધ આ અઘટતું, એ ઝાળ ઉઠી ઘણી. ૧૪
શ્રી વિશ્વેશ્વર ધામ હામ ધરતો આવ્યો હતો મ્હાલવા
આધિ વ્યાધિ ઉપાધિના વશ અહીં પાપી પડયો ઝુરવા,
દુર્દૈવે દિન રાત દુઃખદરિયે ગોથાં ઘણાં મારતો
ચિંતાવ્યગ્ર અતિજ્વરે તરફડું, આરો નહીં ભાળતો. ૧૫
શ્રી કાશી ગ્રહણે ગયો, પણ તહાં તીર્થે ન્હવાયું નહી
ઘેરાયો ગ્રહયોગથી ગ્રહણ દી, આશા ન પુરી થઈ,
મુક્ત સ્નાન કર્યું, અમુક્ત જ્વર મ્હેં, ઉષ્ણોદકે આશ્રમે

જાદે જોર કર્યું જ્વરે, અતિશયે દુઃખી થયો તે સમે. ૧૬
હું ઉષ્ણ જ્વરથી પ્રપીડિત ઘણો, સૂતો પથારી કરી
સંતાપે સળગી રહેલ મુજને, તાવે સતાવ્યો વળી,
ઉ.**માશંકર** મિત્ર, આપ્તજન સૌ **સંબંધીનિયો** બધી
આપે બોધ, અનેક ઔષધ કરે, ત્હોયે ન વ્યાધી મટી. ૧૭
અત્યંત વ્યવસાયવંત, પણ જે આવેલ સાથે સુખે
મુઝાયો મનમાં સ્વમિત્ર વસવા અત્રે અમારા દુખે,
પત્રો, તાર, લખે ઘણાક ઘરથી તેડાવવા તેમને
ત્હોયે દેશ જવા ચહે ન, નિરખી તાવે પડેલો મ્હને. ૧૮
સ્નેહી, પાટણ શેઠજી ઉજમશી માંદા થયા તે સમે
જાવા તે સમયે અતીવ વિષમે, તે મિત્રને ના ગમે,
સ્નેહી ધાર્મિક શેઠની અતિશયે દેશે સુણી માંદગી
બેઉ મિત્ર અમે વિચાર કરતા, અત્યંત ચિંતા વધી. ૧૯
તાવે હું નિરૂપાય, થાય મનમાં ચિંતા ઘણી, શું કરૂં
સ્નેહી શેઠ સમીપ સત્વર જવા, તે મિત્રને વીનવ્યું,
સાથીનાં સઉને ભલામણ કરી, માગી રજા મિત્ર તે
સદ્યે કાર્તિક કૃષ્ણપક્ષ પડવે રાતે સધાવ્યો પથે. ૨૦
અત્રે આત્મજ **રામશંકર** મળ્યો, જે આવતો ઘેરથી
દેખી ઉષ્ણ જ્વરે પ્રપીડિત મ્હને, સેવા કરે ભાવથી,
શ્રી કાશીકરનું કુટુંબ સઘળું સેવા કરે સ્નેહથી
રાત્રી દીવસ **દેવશંકર** ખરી સેવા કરે પ્રેમથી. ૨૧
આ દેહે અગિયાર લાંઘણ થઇ નિદ્રા ન આવે જરા

આશા જીવનની જરાય ન રહી, સેવા કરે સૌ ખડા,
શ્રી આનંદ વને ગયો, પણ અરે ! પાપે પિડાયો અતિ
પ્રારબ્ધે, સુખ દુઃખ સાથ સઘળે, તે તો ટળાતું નથી. ૨૨
એકાએક અકાળમૃત્યુ નિજના એ ભ્રાતનું સાંભળ્યું
ઘેર્યો ઉષ્ણ જ્વરે, શરીર અતિશે નિત્યે થતું નિર્બળું,
કાઢયા છે અગિયાર દીવશ, અરે! મ્હેં, અન્ન પાણી વિના
આશા જીવનની જરાય ન હતી, દૈવોપચારો કર્યો. ૨૩
શ્રીમૃત્યુંજય જાપ જોદ્ધપુરના સદ્વિપ્રહાથે થયા
સંબંધી હરિશંકરે પણ ઘણા રૂદ્રાભિષેકો કર્યો,
શ્રીકાશીકર દેવશંકર કરે શ્રીવિશ્વનાથાર્ચન
શ્રીમદ્ભૈરવનાથ મંદિર જઈ વંદી કરે પ્રાર્થન. ૨૪
સ્વામી સોજતના સ્વમિત્ર સરખા, સંતાપ ખાળે ઘણો
બ્રહ્માનંદ સરસ્વતી પ્રતિદિને આપે સુખે દર્શનો,
શ્રીમળી નિજ મિત્ર ભાવનગરી, કંપાડરી નોકરી
કર્તા, તે ચતુરાશ્રમે નિવસતા, સંભાળ રાખે ખરી. ૨૫
ઉમાશંકર વૈદ્યરાજ, સતતે આપે ઘણાં ઔષધો
સંબંધી જન સર્વ શાંત વચને સંતાપ ટાળે બધો,
શ્રી કાશીકર માત, માત સરખાં, નાનોપચારો કરે
સેવા તે સઘળી ઉચાટ કરતી સંબંધિનીયો કરે. ૨૬
રાત્રી દીવસ પ્રેમ બ્હેન મુજની પ્રેમે સુ સેવા કરે
તેનો તે ઉપકાર કેમ વિસરૂં, આ જન્મ, જન્માંતરે,
તેના તે ઉપકારનો ન બદલો, આપી શકું હું જરી

માગું શ્રીપતિ પાસ ખાસ, અરપો ત્હેને વિમુક્તી હરી. ૨૭
નિત્યે **જીવનરામ** [1]જીવન દઇ, સંતાપ સર્વે હરે
નાના શાસ્ત્ર વિનોદ વાત સતતે આવી **કનૈયો** કરે,
સંબંધી, નિજ મિત્ર, આપ્ત જન, તે સૌ સારવારો કરે
શ્રીવિશ્વેશ્વર ધામ હામ અધિકે, સ્વગ્રામ ના સાંભરે. ૨૮
શ્રીમાળી દ્વિજબંધુ ખાસ પટણી તત્ર સ્વગોત્રી વસે
**રાજા બાબુ**, સહાનુજે અહનિશે પાસે વસે, ના ખસે,
**આત્મારામ**તણું કુટુંબ સઘળું, જે તાતના મિત્રનું
તે તો ભ્રાતૃ સમાન ભાવ સતતે રાખે, ન જુદાપણું. ૨૯
પૂર્વે, ગોર **ભવાનિશંકર** તહાં **બર્કાલવાસી** હતા
તેનો સાગ્નિક પુત્ર જે **ગણપતી** તે સ્નેહ રાખે સદા,
**મોતીરામ**, મુસાળ સાથ નિજનો સંબંધ દર્શાવતા
**નાથુરામ**, કલત્ર-પુત્ર સહિતે, સંભાળ લેતા હતા. ૩૦
સંબંધી જન એ સઊ સરવથા આનંદ આપે ખરે
તેઓનો ઉપકાર કેમ વિસરૂં ? આ જન્મ, જન્માંતરે,
શ્રીકાશી સ્થિત દેવને સતત હું સંભારતો દીનધી
શ્રીમૃત્યુંજયની જ્વરાપહરણે સૂતો કરૂં સંસ્તુતી. ૩૨

### ॥ ज्वरापहरण स्तवन ॥

શ્રીવિશ્વેશ્વર બાપ ! આપ શિશુને સંતાપશો ક્યાંસુધી ?
ખેંચી લ્યો જ્વર આપનો ધરિ દયા, શકતી હવે છે નથી,
હું પાપી, અપરાધ માફ મુજના સર્વે કરી બાપ તું

---

1. શ્રીવિશ્વનાથ, મૃત્યુંજય, ભૈરવનાથનું નમણુ-નિર્માલ્ય, ગાંગોદક.

શ્રીવિશ્વેશ દયા મયાશય, હવે સંશાંતિને આપ તું. ૩૨
શ્રીમૃત્યુંજય, કાળ કાળ, મુજને મ્હાકાળ, તું રક્ષજે
અજ્ઞાની અપરાધ બાળક કરૂં ત્હોયે ક્ષમા બક્ષજે,
" લોકે પુત્ર કુપુત્ર થાય, પણ ના માતા કુમાતા થશે "
એ ન્યાયે નિરખી કૃપાળુ ! મુજને જોશો ન દોષો કશે. ૩૩
શ્રીવિદ્યેશ્વર ! વૈદ્યનાથ ! મુજને ઊદ્ધારશો વ્યાધિથી
શંભો ! ત્ર્યંબક ! પુષ્ટિવર્ધન ! મ્હને દો પુષ્ટિ, સંતુષ્ટ થૈ,
શ્રીવિશ્વેશ્વર ! હૃષ્ટ પુષ્ટ; સતતે સેવા તમારી કરૂં
એવી નિત્ય કૃપા કરો મુજપરે, હું આપને સંસ્મરૂં. ૩૪
સંબંધી સઘળાં ખડાં અહનિશે સૌ સારવારો કરે
યાત્રા શાંત મને કરી નવ શકે સંબંધિનીયો અરે,
એ સૌને હરખાવવા જ્વરહરી, આપો સુશાંતી મ્હને
હું મુક્તજ્વર, આપનો કદિ નહીં ભૂલીશ આભારને. ૩૫
ગંગામા ! કરશો નિજામૃતરસે દુર્વ્યાધિ નિર્મોચન
શ્રીમદ્ભૈરવનાથ ! હાથ મુજનો ઝાલી કરો રક્ષણ,
પૂર્ણાન્ના ! પરિપૂર્ણ શકિત અરપો, આવી કરૂં વંદન
શ્રીઢુંઢી ગણરાજ ! આજ કરશો વિઘ્નૌઘ વિધ્વંસન. ૩૬
આ આનંદવને અકાળ ભયને **શ્રીદંડપાણી** હરો
શ્રીમન્ **માધવ** મ્હારા મનવશી આનંદને વિસ્તરો,
ટાળો સંકટ **સંકટા** ભગવતી, ભીતી **ભવાની** હરો
શ્રીકાશી ! નિજ યાત્રિની સફળ સૌ આશા હમેશાંકરો. ૩૭

## ॥ श्रीमृत्युंजय महेर. ॥

શ્રીમૃત્યુંજય મ્હેરથી દિન દશે, પ્રારબ્ધના શેષથી
છુટયો તાવ; સુપુત્ર, સર્વ હરખ્યાં, સંબંધિયો સ્નેહથી,
**કુલકત્તે** સુત **રામશંકર** ગયો, સેવા કરી આઠ દી
માશીનો સુત **વિશ્વનાથ** જ ગયો, હખેં ગયાજી થઇ. ૩૮
ચિંતા રાવળપિંડિ મારગ જતાં અત્યંત ચિત્તે હતી
આવી **શ્રીહનુમાન**, હિંમત મ્હને આપી ગયા વેગથી,
તેવો અત્ર મહાજ્વરાતુર મ્હને ઉદ્ધારવા ભાવથી
આવી **ભૈરવનાથ**, હાથ ગૃહિને ઊગારિયો તાવથી. ૩૯
સાથીનાં સરવે સુખે પરવરી આવ્યાં **અયોધ્યા** જઇ
આજ્ઞાથી અતિ આગ્રહે સઊ સહે તે **પ્રેમ** બ્હેની ગઈ,
તાવે પીડિત, આ સમે ન મુજને યાત્રા **અયોધ્યા** થઈ
વ્યાધી ગ્રસ્ત પડી રહ્યો, ઘર વિષે,શ્રીરામ ગ્રૂઠયા નહીં.૪૦
કાશી ક્ષેત્ર બહાર, અંતર ગૃહી, યાત્રા સઊને થઇ
સંબંધી જન કોયના મનવિષે યાત્રા ન બાકી રહી,
પંચક્રોશ પરિક્રમા પણ કરી આવ્યાં સઊએ ફરી
પંચક્રોશ પરિક્રમા મુજવિના ન **પ્રેમબ્હેને** કરી. ૪૧
પ્રેમે પ્રેમ તજી મ્હને નવ ગઇ, તાવે પડયો ભાળતી
યાત્રા પૂર્ણ તમામ તે દૃઢ મને સેવાવિષે માનતી,
સાનંદે સહતી સ્વભાવ મુજનો, સત્પ્રેમ દર્શાવતી
સાચા સદ્‌ગુરૂ ભાવથી સતત તે, સેવા કરે સ્નેહથી. ૪૨

પીડાતી પ્રતિયામ તે નિજગૃહે મ્હોટા મૃગીરોગથી
આવી અત્ર, તથાપિ સર્વ મનમાં તે વ્યાધિ ભીતી હતી,
કર્તી સેવન માહરૂં સતત તે, રે'તી ફળાહારથી
સદ્યે મુકત કરી, કરી બહુ કૃપા, વિશ્વેશ્વરે રોગથી. ૪૩
સદ્યે સશ્રિક નાનુશંકર અને મા મોઘજી ભાઇની
કાશી ક્ષેત્ર થકી ગયાં ઘરભણી, તે સાથ ગૈ રૂક્મણી,
આશી, ચંચળ, પ્રેમબ્હેન, ઉમયા, ઇછા, ન ઘેરે ગયાં
લૈને સાથ જવા; સશક્ત મુજને, ક્ષેત્રે નિરાંતે રહ્યાં. ૪૪
ઘેરાયો દિન વીસ ઉષ્ણ જ્વરથી, પાપે પિડાયો અતિ
આશા જીવનની જરાય મુજને તેવે સમે ના હતી,
પ્રારબ્ધે જ્વર મુકત, સત્વર થયો, હર્ષ્યાં સઊનાં મન
શ્રી વિશ્વેશ્વરની કૃપા બહુ થઈ, પામ્યો પુનર્જીવન. ૪૫
શુક્રાંતર્ગત રાહુની ઉતરતી પીડા દશાએ કરી
જન્મ સ્થાન બિરાજતા બુધ સહે શુક્રે સુરક્ષા કરી,
કાશી ક્ષેત્ર વિષે વિમુકત ન થયાં પ્રારબ્ધ બાકી રહ્યાં
સદ્યે મ્હોતથકી બચ્યા, પણ રહ્યા સંસારમાંહે વહ્યા. ૪૬
ન્હાયો ઉષ્ણજળે દિન ત્રય ગૃહે, સ્ફૂર્તી જણાઇ દીલે
શ્રી ગંગાજળમાં કર્યું સ્નપન મ્હેં, ભાવે ચતુર્થી દિને,
પ્રાયશ્ચિત કરી, કર્યું જ્વર વિમુકતી સ્નાન, દૈ દાન, ને
દેવ, બ્રાહ્મણ, સાધુ, સંત, અતિથી, સંતોષિયા સર્વને. ૪૭
ચંપાષષ્ટિ દિને સ્વજન્મ દિવસે ઉત્સાહ વાધ્યો ઘણો
શ્રીવિશ્વેશ્વર, ભૈરવાદિક તણાં, ભાવે કર્યાં પૂજનો,

આરંભ્યું નવમી દિને પુનરપિ શ્રીવિશ્વનાથાર્ચન.
ગંગાસ્નાન, શિવાર્ચને, પ્રતિદિને આનંદ વાધે મન. ૪૮
કાશીથી સુદ સપ્તમી દિન હતી, ઉત્થાનની આશ જે
તે તો ભૈરવ નાથની ન મરજી, તેથી થઇ વ્યર્થ તે,
સાસૂજી હરિભાઈનાં અણુચિતાં માંદાં થયાં એ સમે
રોકાઇ સરવે રહ્યાં, કયમ તજી તેને જઇયે અમે. ૪૯
માતાયે નિજપુત્રિને અનુમતી આપી ગયાજી જવા
માત્રેચ્છા વશ વર્તિની દ્વિજ સહે ઈચ્છા ગઈ સારવા,
આજ્ઞાયે નિજ માતની ઝટ કરી આવી ગયા શ્રાદ્ધ તે
માતાની બહુ સારવાર કરતી, માની ખરા દેવ તે. ૫૦
કાશીક્ષેત્ર વિષે, પવિત્ર સદને, શ્રી અગ્નિહોત્રી ગૃહે
ગીતા, વિષ્ણુ સહસ્રનામ, સુણતાં, પ્રાણાંત એકાગ્રહે,
સંબંધી, સ્વસુતા સમક્ષ સુખથી થૈ પૂત પ્રાયશ્ચિતે
શ્રી વિશ્વેશ્વર ધામ તે પરવર્યાં, લેખાય સદ્ભાગ્ય તે. ૫૧
કૃષ્ણે માર્ગશિરે દ્વિતીય દિવસે પ્રાતઃશમી તે ગયાં
દુઃખી આ જનમે જણાય, પણ તે વિશ્વેશધામે ગયાં,
શ્રી કાશી સુખવાસ, ખાસ મરવું, આવું સઉકો ચહે
ગંગાતીર મહાશ્મશાન શરણું, પુણ્યાતમા કો લહે. ૫૨
શ્રી કાશીકર આદિ જ્ઞાતિ સુહૃદો આવી મળ્યાં ત્યાં સઉ
શ્રી ગંગા મણિકર્ણિકાતટ થયા, દેહાંત સંસ્કાર સૌ,
શ્રી ગંગાતટ સર્વ ઉત્તર ક્રિયા સત્પુત્રિ હસ્તે થઈ
જ્ઞાતી ભોજન, દાન આદિક થયાં, બાકી ન કાંઇ રહી. ૫૩

કાશીના સુતનો જમાઈ પણ ત્યાં શ્રીકાલિકત્તા થકી
આશ્ચર્યે હરિભાઇ પુત્ર મુજનો, આવ્યો તહાં વેગથી,
સાસૂની સઘળી ક્રિયા અટપતાં, સ્નેહે મળી સર્વને
આજ્ઞાએ નિજ દેશ પાટણ ગયો, તેડી મણી બ્હેનને. ૫૪

॥ अथ श्री आनंदवन आनंद ॥

॥ ओ मानंद नं तथैवच शिवा ऽऽ वासश्च वाराणसी ॥
॥ श्री काशी च महास्मशान मविमुक्त क्षेत्रमित्यादिभिः ॥
॥ सार्थैर्नामनिरुक्तिभिस्त्रि जगति प्रख्याय माना पुरी ॥
॥ कशी मुक्ति विमुक्तिदा विजयते श्री विश्वनाथाश्रिता ॥ १ ॥

કાશીક્ષેત્ર વિશાળ શંકરપુરી, તે મધ્ય વારાણસી
તે મધ્યે અવિમુક્તક્ષેત્ર, શિવજી નિત્યે રમે જ્યાં વશી,
શોભીતા અવિમુક્તક્ષેત્ર વચમાં લેખાય અંતર્ગૃહી
શ્રી ગંગાજળથી પવિત્ર તટ બે શ્રીમોક્ષલક્ષ્મી રહી. ૫૫
કાશીક્ષેત્રતણો મહાન મહિમા વિશ્વે સુવિખ્યાત છે
બ્રહ્મા, શંકર, વિષ્ણુ, વાસવ, સઉ કાશી ગુણો ગાય છે,
સર્વાશીપ્રદ એક ચૌદ ભુવને કાશી પ્રકાશાય છે
શ્રોત સ્માર્ત પુરાણ શાસ્ત્ર સઘળે કાશી પ્રશંસાય છે. ૫૬
કાશીક્ષેત્ર અસંખ્ય તીર્થ મહિમા છે વર્ણવેલો બધે
કાશીખંડ, પ્રકાશ, દર્પણ, અને કાશી મહાત્મ્યાદિકે,
બ્રહ્મા, શેષ, સરસ્વતી પણ થકે, હું વર્ણવી શું શકું ?
કાશી દર્શન હર્ષ કર્ષિત મતી, હું હર્ષ ઘેલો લખું. ૫૭

કાશીક્ષેત્ર વિષે વિશેષ નિવશી સંબંધનીયો સહે
ગંગાસ્નાન, સુરાર્ચનો પ્રતિદિને કર્તા યથાશક્તિયે,
જે આનંદવને, ન નંદનવને આનંદ, તે સર્વથા
વિશ્વેશે અવિમુક્ત, મુક્તિનગરી, તેની કહું શું કથા. ૫૮
શ્રીવિશ્વેશ્વરના ત્રિશૂળપર જે નિત્યે વિરાજી રહી
ત્રૈલોકી પ્રલયે નસે, પણ કદા કાશી પ્રણાસે નહીં,
શ્રીકાશી સતતે ત્રિશૂળપર શ્રીવિશ્વેશ્વરે છે ધરી
વિશ્વે વંદિત વિશ્વનાથ નગરી કાશી પ્રકાશી રહી. ૫૯
કાશી કલ્મશ નાશિ, આશિ પુરણા, પૂર્ણું પ્રકાશી રહી
વિશ્વ ખ્યાત, અશેષ કલેશ વિસરે, વિશ્વેશ્વરે વિગ્રહી,
પૂર્ણાનંદ પ્રકાશિની ભગવતી જ્યાં અન્નપૂર્ણા વસે
લોકાલોક વિલોકને પણ કદી થાવે ન ઇચ્છા કશે. ૬૦
વર્ણા ઉત્તર, સ્વધુંની સહ ભળે, એશી મળે દક્ષિણે
પંચક્રોશ મહેશધામ પ્રવદે, તે બે નદી મધ્યને,
પંચક્રોશ પવિત્ર મોક્ષદ ભુમી, આનંદ નામે વને
કર્તા ખાસ નિવાસ, સર્વ જનને આનંદ વાધે મને. ૬૧
જ્યાં જોરાવર બાદશાહ યવને ધર્માંધ થૈને ફરી
ઊખેડી સુરમંદિરો વિધવિધાં, મ્હોટી મશીદો કરી,
નાના નાસ્તિકના ઉપદ્રવ થતાં, લેશે ન શોભા સરી
ફૂટાતી બહુકાળથી ન ખરતી, ફૂટસ્થ કાશી પુરી. ૬૨

॥ काशीक्षेत्रेयथाशक्ति कृतदर्शनसंस्मृतिः ॥

શ્રીવિશ્વેશ જટાસરી ત્રિપથગા, ગંગા જગત્ પાવની

કાશી ઉત્તર વાહિની સુરનદી, પાપૌઘ સંહારિણી,
કર્તાં સ્નાન, નિપાન, અંતર બહિ:, શુદ્ધિપ્રદા સર્વથા
જેથી શોભન વિશ્વનાથ નગરી, મોક્ષૈક લક્ષ્મી સદા. ૬૩
શ્રી ઢુંઢીગણુનાથ ભકતજનનાં વિઘ્નેશ વિઘ્નો હરે
પ્રોદ્દંડ પ્રભુ કાળ ભૈરવ ધરી, રક્ષા હંમેશાં કરે,
શ્રીગંગા બહિરંતરંગ મળને સદ્યે હરે સ્નાનથી
સર્વાશીપ્રદ કો પુરી ત્રિજગતે કાશી સમાને નથી. ૬૪
શ્રીવિશ્વેશ્વરના સમર્ચનથકી સદ્યે વિમુકિત મળે
ભંડારો ભરપૂર ભકતજનના શ્રી અન્નપૂર્ણા ભરે,
સંસ્થાને ક્ષણુ મુકિત મંડપ વિષે વિક્ષેપ સર્વે ટળે
સર્વે સત્વર ચિત્તના મળ જળે, શ્રીજ્ઞાનવાપી જળે. ૬૫
શ્રી વિશ્વેશ્વર ધામ રક્ષણુ સદા શ્રીદંડપાણી કરે
શ્રીકાશીપુર કાળનો ભય મહાકાલેશ સદ્યે હરે,
સદ્યે સિદ્ધિ વિનાયક પ્રભુ સદા છે સર્વ સિદ્ધિપ્રદ
શ્રીનંદીશ્વર, તારકેશ્વર, સદા આનંદ, મોક્ષ પ્રદ. ૬૫
શ્રીસિંહ સ્થિત સંકટા ભગવતી સંકષ્ટ સંહારિણી
દુર્ગા દુર્ગતિ દારિણી, દુરિતહા, દેવી સદોદ્ધારિણી,
રિદ્ધિ, સિદ્ધિ, સમૃદ્ધિ વૃદ્ધિ કરવા સિદ્ધેશ્વરી છે ખડી
ચિત્તે ચિત્ર વિચિત્ર ચિંતિત પ્રદા શ્રીચિત્રઘંટેશ્વરી. ૬૬
શ્રીમાળી કુલ દેવતા પણુ મહાલક્ષ્મી સુલક્ષ પ્રદા
કોડીમાત લઇ સુયાત્રિક થકી કોડી હરે આપદા,
પૂરે સાક્ષિ વિનાયક પ્રભુ સમીપે સાક્ષિ કૈલાસમાં

નિર્વિઘ્ને ગણુનાયકો શિવપુરે રાખે સદા મોજમાં. ૬૭
કર્તાં પૂજન કાળભૈરવતણું. ચિંતા ટળે કાળની
શ્રી મૃત્યુંજયનું સમર્ચન કર્યે ભીતી મટે મ્હોતની,
કર્તાં દર્શન, ને સમર્ચન સદા શ્રીવૃદ્ધકાલેશનું
પામે ભક્ત, અકાળમૃત્યુ ન કદા, મૃત્યૂ રહે વેગળું. ૬૮
પીતાં અમૃત નીર ઔષધ સમું ધન્વંતરી કૂપનું
દેહી દોષ વિમુક્ત, રોગ રહિતે સાનંદ જીવે ઘણું,
ઠામે ઠામ સુરાલયો નિરખતાં શ્રદ્ધાવરે વંદતાં
પાપે ચંચળ ચિત્ત લેશ ચળવા પામે ન વાટે જતાં. ૬૯
છે આનંદવને અસંખ્ય વિમળાં તીર્થો દિશાયે દશે
તીર્થોમાં પણ તીર્થપંચક ગણ્યાં છે, સાર કાશી વિષે,
ઘાટે શ્રી મણિકર્ણિકા. ત્યમ દશાશ્વે સ્નાન મ્હેમા ઘણો
કર્વાં કેશવ, બિંદુમાધવ, અને લોલાર્કનાં, દર્શનો. ૭૦
વિદ્યાર્થી ભણતા ઘણાક નિરખ્યા શ્રીવિશ્વવિદ્યાલયે
નાના શાસ્ત્ર વિશારદો જગતમાં વંદાય ભાગ્યોદયે,
ઇશાને પરતીર વ્યાસ મુનિનો વિશ્રામ લેખાય છે
કાશી વ્યાસતણી વદાય જગમાં, વ્યાસેશ પૂજાય છે. ૭૧

## ॥ पंचतीर्थी, नित्ययात्रा ॥

[1] નિત્યે શ્રીમણિ કર્ણિકા તટ જઇ સંસ્નાન સંધ્યા કરી
વંદી સિદ્ધવિનાયક પ્રભુપદે તે ઘાટના ઉપરી,
વંદી શ્રીમણિકર્ણિકેશ્વરપદે, સદ્યે સરી ગૌમઠે

હુએં સત્વર મુકિતમંડપ જવું, શ્રીનિત્યયાત્રા પથે. ૭૨
[२]શ્રીવિશ્વેશ્વર પાસ ખાસ પ્રણમી સર્વાદિ આદિત્યને
વંદી દ્રૌપદિપાદ પદ્મ યુગલે, વંદી મહાવિષ્ણુને,
વાપી પશ્ચિમ દંડપાણિ ચરણે, સદ્યે કરીને નતી
નૈરૂત્યે પ્રણમી મહેશ્વર પદે શ્રીજ્ઞાનવાપીથકી. ૭૩
[३]ઢુંઢીરાજ ગણેશ વંદન કરી, [४]શ્રી જ્ઞાનવાવે સરી
શ્રીનંદીશ્વર, તારકેશ્વર, મહાકાળેશ પૂજા કરી,
[५]આવી વાવ સમીપમાં પુનરપિ શ્રીદંડપાણી સરી
શ્રીવિશ્વેશ્વરનું સમર્ચન કરી, પ્રેમે પ્રણામો કરો. ૭૪
સાનંદે સતતે પ્રણામ કરવા, શ્રીઅન્નપૂર્ણા પદે
એરીતે કરતા બધા મુનિવરો, શ્રીનિત્યયાત્રા વદે,
ગંગા મા, ગુરૂ વિશ્વનાથ સુકૃપા યોગે સુપુણ્યાતમા
યાત્રા નિત્ય કરી, કૃતાર્થ સતતે, ક્ષેત્રે વસે મોજમાં ૭૫

## ॥ अंतर्गृहीपरिच्छेदः ॥

॥ गोकर्णेशःपश्चिमे, पूर्वतश्च. गंगामध्या दुवारे भारभूतः ॥
॥ ब्रह्मेशानोदक्षिणेसंमदिष्टः तत्तु प्रोक्तंह्यालयंविश्वभर्तुः ।१।
પૂર્વે શ્રીમણિકર્ણિકેશ્વર, અને બ્રહ્મેશ છે દક્ષિણે
ગોકર્ણેશ્વર પશ્ચિમે, ધ્રુવદિશા, શ્રીભારભૂતેશ છે,

* એ પંચતીર્થી ગણી કાશીખંડ અ. ૧૦૦ થી ૪૦

ચોસીમે અવિમુક્ત મધ્ય ગરવી યાત્રા સહાંતર્ગૃહી
કાશીક્ષેત્ર વિષે વશી જન કરે, તે પુણ્યભાગી સહી. ૭૬
**કાશીક્ષેત્ર** વિશાળ ગાંગ તટ બે શ્રીમોક્ષ લક્ષ્મી વશી
એશી ને વરણા સમાગમ મહી મધ્યસ્થ, **વારાણસી**
વિશ્વેશે અવિમુક્ત, નિત્ય, **અવિમુક્ત** ક્ષેત્ર, મધ્યે સહી
વિશ્વેશાલય આસપાસ સઘળી, લેખાય **અંતર્ગૃહી.** ૭૭

**॥ अथ नैमित्तिक यात्रा ॥**

**॥ वर्षायनर्तुसंक्रांती, मासर्क्ष दिनवासरैः॥**
**॥ विशिष्टा क्रियतो यात्रा, शिष्टै रिष्टफलप्रदा ॥१॥**

શ્રીસભાવરણે વિનાયક બધા પ્રખ્યાત છે છપ્પન
શ્રીગૌરી નવ, આઠ ભૈરવ, અને સપ્તર્ષિયો પાવન,
દુર્ગા, ચોસઠ યોગિની, શિવમહા છે રૂદ્ર એકાદશ
દક્ષેશાદિક લિંગ અષ્ટકમહા, આદિત્ય છે દ્વાદશ ૭૮
શૈલેશ, પ્રણવેશ, તેમ અમૃતેશાદિ પ્રસિદ્ધો જહાં
બેતાળીશ શિવાલયે શિવમહા પૂજાય લિંગો તહાં,
પુણ્યાર્થી પ્રતિમાસ પુણ્યદિવશે યાત્રા કરે સજ્જનો
કાશીખંડ વિષે વિશેષ વરણ્યો છે, માર્ગ એ મોક્ષનો. ૭૯
એરીતે પ્રતિવાર, ને પ્રતિતિથી, યાત્રા મહા વર્ણવી
યાત્રા તે કરતાં જણાય હરખે નિત્યે નવી ને નવી,
એરીતે પ્રતિવર્ષ પુણ્ય દિવસે, યાત્રા કરે સજ્જનો
તે નિત્યોત્સવ સર્વ સાથ નિરખી આનંદ વાધે ઘણો. ૮૦

પુણ્યાર્થી પ્રતિ સંક્રમે નિયમથી જે તીર્થ યાત્રા કરે
તે સાયુજ્ય વિમુક્તિ લાયક સરે, કૈલાસમાં આખરે,
પંચક્રોશ પરિક્રમા નિયમથી જે વર્ષમાં બે કરે
પ્રાણી પાપ વિમુક્ત, નિર્મળ મને તે મોક્ષમાર્ગે સરે ૮૧

॥ काशीक्षेत्रे यथाशक्ति कृतायात्रा प्रकाश्यते ॥

શ્રી ગંગા, કિરણા, સમાગમ તટે પ્રાતઃ કરી સ્નાન હું
કર્તો મંગળગૌરિ પૂજન સદા, ગૌરી ગભસ્ત્યેશનું,
શ્રી ગંગાતટ ન્નાલિયેર નૃપના બાલાજીના મંદિરે
ભાળી બ્રહ્મણ ભોજનો પ્રતિ દિને આનંદ વાધે ઉરે. ૮૨
કર્વો સ્નાન, જતો હતો કદિક હું શ્રી પંચ ગંગાતટે
કર્તો દર્શન બિંદુ માધવ તણું, સ્થાને જતાં તે પથે,
સ્નાને નિત્ય મહર્ષિયો બહુ મળે શ્રી પંચ ગંગાતટે
નાના શાસ્ત્રવિનોદ વાત કરતાં આનંદ ચિત્તે વધે. ૮૩
દુર્ગાઘાટ કદી કરૂં સ્નપન જૈ, જ્યાં ધૂતપાપા મળી
કર્તો સ્નાન કદી તટે તટ જઇ શ્રી બ્રહ્મઘાટે વળી.
કર્તો પૂજન માર્ગમાં પ્રતિ દિને શ્રી પંચગંગેશનું
પાતાળસ્થિત લિંગ અદ્ભુત દિશે પ્રાચીન તે તો ઘણું. ૮૪
શ્રી ગંગાતટ ઉત્તરોત્તર દિશા જોતો ઘણા હર્ષથી
સ્નાનાર્થે સરતો તટે તટ વળી શ્રી બ્રહ્મઘાટાવધી,
શ્રી ગંગાતટ દેવ દર્શન કરી પાછો વળી દક્ષિણે
ઘાટે ઘાટ નિરીખતો ઝટ જતો શ્રી વિશ્વનાથાર્ચને. ૮૫

શ્રી ગંગા, કિરણા સમાગમ થકી જોતો જતો દક્ષિણે
જાટારાલય, રામઘાટ નિરખી, જોતો નવા ઘાટને,
શ્રી અગ્નીશ્વર ઘાટ ઠાઠ નિરખી, ને ઘોસલા ઘાટનો
ગંગા મ્હેલ વિશેષ ઠાઠ નિરખી, આનંદ વાધે ઘણો. ૮૬
ગંગા મ્હેલ નજીક દક્ષિણ ભણી શ્રી સંકટા ઘાટ છે
ત્યાંથી આગળ દક્ષિણે યમધ્રરેશે સીંધિયા ઘાટ છે,
શ્રી ગંગાતટ ઘાટ ઠાઠ નિરખ્યો શ્રી સીંધિયા ભૂપનો
મ્હોટો ઘાટ નમી ગયેલ નરખી સૌ ખેદ પામે જનો. ૮૭
વાટે ઘાટ નમેલ તે નિરખતા જોતા જતા આગળે
કર્તી દર્શન દત્તઘાટપર જે શ્રી દત્તાના મંદિરે,
શ્રી ગંગાતટ મંદિરો નિરખતા ભાવે જઈ વંદતા
આગે શ્રીમણિકર્ણિકાતટ જઇ આનંદને પામતા, ૮૮
શ્રીગંગામણિ કર્ણિકા જળ વિષે સૌ સ્નાન આવી કરે
ભાગ્યે શ્રીમણિકર્ણિકા તટ મળે. સ્નાને વિમુકતી મળે,
શ્રી ગંગાતટ ચક્રપુષ્કરણિના સંસ્નાન કુંડે કરી.
શ્રીગંગામણિકર્ણિકાતટ જળે સંસ્નાન કર્તા વળી. ૮૯
નિત્યે શ્રીમણિ કર્ણિકા પર જઇ. સ્નાન, પ્રણામો કરી
ત્યાંથી આંગળ દક્ષિણે પ્રસરતા, શ્રી ગાંગતીરે સરી,
શોભા ગાંગતટે ઘણી નિરખતા, ઘાટે સ્મશાને જતા
તે પ્રાચીન મહા શ્મશાન નિરખી, સંપ્રાર્થતા, વંદતા. ૯૦
પુણ્યાત્મા જ મહા સ્મશાન શયને પામે વિમુક્તી ખરે
કાને તારકમંત્ર યત્ર મરણે વિશ્વેશ આવી ભણે,
વંદી નિત્ય મહાસ્મશાન તટને, આનંદ સંવર્ધને

શ્રી કાશીપુરમાં પ્રવેશ કરતા, શ્રી વિશ્વનાથાર્ચને. ૯૧
શ્રી વિશ્વેશ્વરનું સમર્ચન સદા કર્તો પ્રશાંતે મને
ચિત્તે હર્ષ ઘણો થતો પ્રતિદિને શ્રી અન્નપૂર્ણાર્ચને,
શ્રી ઢુંઢી ગણરાજ પૂજન કરી, આનંદને પામતા
માર્ગે દર્શન દેવનાં બહુ કરી, સંસ્થાનમાં આવતા. ૯૨
કર્તો સ્નાન સમર્ચનો પ્રતિદિને એ રીત આનંદથી
શ્રી ગંગાતટ ખાસ વાસ કરતા, નિર્મુક્ત સંતાપથી,
કર્તો સંત સમાગમો, હરખતા વાંચી ઘણાં આગમો
આધિ, વ્યાધિ, ઉપાધિ સર્વ વિસરે, શાંતી રહે ચિત્તમાં. ૯૩
શ્રી મદ્ભૈરવનાથ મંદિર જઇ, કર્તો સુખે દર્શનો
શ્રી આનંદવને વિશેષ વસતાં, આનંદ વાધે ઘણો,
શ્રી વિશ્વેશ્વરગંજ આદિક ઘણાં જોયાં બજારો વળી
સર્વત્રે રસના બનારસ વિષે ભંડાર ભાળ્યા ફરી. ૯૪
આદર્શાત્મક એક અદ્ભુત શિવ પ્રાસાદ પ્રખ્યાત છે
જેમાં ચૌદશ કોતરેલ સઘળો કાશીપુરી ઠાઠ છે,
જોતાં કોતર કામ નામ સહિતે ચિત્રેલ યાત્રા બધી
શ્રી કાશીપટ; શિલ્પકામ નિરખી, આનંદ વાધે અતિ ૯૫
શ્રી વિશ્વેશ્વર ઘાટ ઠાઠ નિરખી, ન્હાતા ઘણા ભાવથી
ઘાટે ઘાટ દશાશ્વમેધ પર જૈ, ત્યાં સ્નાન કર્તો કદી,
શ્રી કાશી મનુજેશ રામનગરી દેખાય સામે તટે
શ્રી ગંગાતટથી જ વંદન કરી, જોયું નહી ગામ તે. ૯૬
આગે નારદ ઘાટ તેમજ અહલ્યા ઘાટનો ઠાઠ છે

શ્રી સોમેશ્વર ઘાટ, આગળ જતાં કેદારનો ઘાટ છે,
કેદારેશ્વર ઘાટ જૈ સ્નપન ત્યાં કેદાર કુંડે કરી
શ્રી યક્ષેશ્વર ઘાટ દર્શન કરી લોલાર્ક ઘાટે ફરી. ૯૭
એશી સંગમ રામ ઘાટ પર જૈ સંસ્નાન સદ્યે કરી
શ્રી ગંગાતટ દક્ષિણે, અવસરે સૌ ઘાટ જોયા ફરી,
જોઈ ઘાટ અનેક, ઠાઠ નિરખી ચોવાટ ચૌટાં તણો
વિશ્વે અદ્ભુત વિશ્વનાથ નગરી, ભાળી ઠરે સૌ જનો. ૯૮
કુંડો, વાવ, કુવા, પાવત્ર જળના, છે, ઠામ ઠામે ઘણા
દેવો, દાનવ, માનવે, તપ કર્યાં, તે સ્થાનમાં શી મણા ?,
ઠામે ઠામ શિવલયો, વિધવિધાં દેવાલયો છે બધે
કાશીક્ષેત્ર અસંખ્ય મંદિર તણી સંખ્યા કરી કો શકે ? ૯૯
યાત્રા શકત્યનુસાર તત્ર વિચરી, યાત્રી સઊકો કરે
વિશ્વેશાલય મુક્તિ મંડપ વિષે વિશ્રામ આવી કરે,
કાશીક્ષેત્ર તણો અપાર મહિમા, કો પાર પામી શકે ?
બ્રહ્મા, શેષ, સરસ્વતી, મુનિવરો, દેવા સુરોયે થકે. ૧૦૦
શ્રી કાશીકર **દેવશંકર** સુધી સન્મિત્રના સંગથી
કાશીક્ષેત્ર વિષે અશક્ત પણ મ્હેં યાત્રા કરી શકિતથી,
તે આનંદવને સદૈવ વિચરી આનંદ આપ્યો ખરે
ત્હેનો તે ઉપકાર કેમ વિસરૂં, આ જન્મ જન્માંતરે ૧૦૧
શ્રી કાશી નિવશી યથા સમય હું, યાત્રા કરંતો ચહું
શ્રી વિશ્વેશ કૃપા કરો, સતત હું કાશી નિવાસી થઊં,
શ્રી વિશ્વેશ અનુગ્રહે શિવપુરી કાશી વિષે ભાગ્યથી

યાત્રા, શકત્યનુસાર અલ્પ સમયે જે જે બની તે લખી. ૧૦૨

॥ एकया तद्गुणाख्यानं जिह्वयावर्ण्यते कियत् ॥

॥ रोमवत्कोटिशश्चेत्स्युस्ता स्तदा मद्गिरः क्षमाः ॥ १ ॥

શ્રી આનંદવને સુખે નિવસતાં બે માસ આનંદથી
શ્રી કાશીપુરથી પ્રયાણ કરવા ઇચ્છા ન લેશે થતી,
થાતાં ભૈરવનાથનો હુકમ શ્રી કાશીપુરી છોડવા
સંબંધી જન સર્વના અનુમતે ઇચ્છયું સ્વદેશે જવા. ૧૦૩
શ્રીમદ્‌ભૈરવનાથની શુભ કૃપા કાશીપુરે જ્યાં સુધી,
કાશી વાસ કરી શકાય સુખથી સૌને ખરે ત્યાં સુધી,
શ્રી કાશીપુર કોટવાળ હુકમ જો, કાશીપુરી છોડવા
તો કાશીપુરમાં ટકી નવ શકે એકે ક્ષણે માનવા. ૧૦૪
દેઇ; દાન, ઇનામ, ભેટ, સઉને, હર્ખે યથાશક્તિયે
શ્રી ગંગા, ગુરૂ વિશ્વનાથ ચરણો વંદી, પરાભક્તિયે,
સંબંધી સઉની લઇ અનુમતી ઇચ્છયું ગયાજી જવા.
પ્રેમી આપ્તજનો વિયોગ ન સહે આવ્યા સઉ મૂકવા. ૧૦૫
શ્રી કાશી પુનરાગમે મન કરી વિશ્વેશની પ્રાર્થના
ગંગાને પ્રણમી પ્રયાણ સમયે પ્રાર્થી પુનર્લાવવા,
આપ્તોને પ્રણમી વિદાય કરતાં વ્યાપી ઉદાસી બહુ
બેશી અગ્નિરથે ગયાશિર જવા યાત્રી સધાવ્યા સઉ. ૧૦૬

॥ इति श्री काशीयात्रा द्वितीयः समुल्हासः ॥

# ॥ अथ श्रीप्रकीर्णयात्रो ल्हासः ॥ ३ ॥

## ॥ श्री गया क्षेत्र यात्रा ॥

॥ पंचक्रोशं गया क्षेत्रं क्रोशमेकं गयाशिरः ॥
॥ पंच, त्रय, नित्रासी च पुनात्या सप्तमं कुलं ॥ १ ॥
॥ एष्टव्या बहवः पुत्रा यदेकोपि गयां ब्रजेत् ॥
॥ संतारयति माहात्म्या दश पूर्वान् दशा परान् ॥ २ ॥
॥ फल्गुतीर्थे नरः स्नात्वा दृष्ट्वा देवं गदाधरं ॥
॥ गयाशीर्षं पदाक्रम्य मुच्यते ब्रह्महत्यया ॥ ३ ॥
॥ देशे श्रीमगधे गयाशिर मितिक्रोशात्मकं विश्रुतं ॥
॥ क्षेत्रं विष्णुपदं च रुद्रपद मित्याख्यायमानं भुवि ॥
॥ फल्गोः पुण्यतटे, तथाऽक्षयवटे, विष्णोः पदे पावने ॥
॥ पुत्रः पिंड समर्पणा दिहभवे पित्रो रुणान्मुच्यते ॥ १ ॥

યાથાશક્તિ, સમાનુસાર, શિવપુ યાત્રા કરી ઉદ્યમે
**શ્રીકાશીપુરથી** ગયાશિર જવા ઉત્થાન કીધું અમે,
સારી શ્રાદ્ધ પિશાચ મોચન મહાતીર્થે પ્રયાણે ગયા
સ્થાને શ્રાદ્ધ ધૃતે કરી, હરખતા સૌએ **ગયાજી** ગયા. ૧

કાશીક્ષેત્ર થકી પવિત્ર જલદી પોત્રીરૂણે છુટવા
બેશી અગ્નિરથે સુખે પરવર્યા, શ્રાદ્ધે ગયાજી જવા,
વાટે એક પુનઃ પુના વિતરણી આવે, તહાં ઊતરી
રાધ્ય સ્નાન કરી ગયાશિર ગયા શ્રાદ્ધાર્થ શ્રદ્ધા ધરી. ૨

સાથે શ્યાલકપત્નિ **ચંચળ**, અને **માશી જડી** માહરી
**રોઈજી** મમપુત્રની પણ સહે, માતા વિના એકલી,
ઔદિચ્ય, પ્રિય **પ્રેમ** બ્હેન વિધવા છે બ્હેન જે ધર્મની
**શ્રીકાશીકર** સાથ માતુલ સુતા આવી વળી **રૂક્ષ્મણી.** ૩
દૈવેચ્છાવશ પૌષ શુકલ દશમે કાશીથકી નિઃસર્યા
શ્રીકાશીકર મિત્રને સહ લઇ, સૌ એ ગયાજી ગયા,
એ એકાદશિના પ્રભાત સમયે, પ્હોચ્યા ગયાજી અમે
કીધો સ્ટેશન પાસ વાસ સુખથી સદ્ધર્મશાળા શ્રમે. ૪
શ્રીકાશીકર—**દેવશંકર** અને **સંબંધિનીયો** સહે
સ્વાતંત્ર્યે સુખવાસ ધર્મસદને કીધો, યથા સ્વગૃહે;
કીધો શ્રાદ્ધ વિચાર સદ્ય સમજી એકાદશી પર્વણી
આવ્યો નોકર ગોરનો પણ તહાં, સાથે ગયા તેમની ૫
પૂર્વે **વિઠ્ઠલ શામજી** ઘર ગયાતા ગોર માંની અમે
શ્રીકાશીકર સાથ અન્યગુરૂના ઘેરે ગયા આસમે,
શ્રીમાળી દ્વિજ ગોરના ઘર ગયા, નામે **મહાદેવના**
ગાદી વારસ યોગ્ય દત્તસુત તે **નારાયણીબાઈના.** ૬
ઘેરે ગોરતણા જઈ, પદ નમી, શ્રાદ્ધાર્થ આજ્ઞા લઇ
કર્વા શ્રાદ્ધ, તમામ સામન લઈ, ચાલ્યા બજારે થઇ,
દૂરે સ્ટેશનથી ગયાપુર ખરે એકાદ છે યોજને
આનંદે પગ ચાલતા પરવર્યા સાથે લઇ સર્વને. ૭
ચાલ્યા વાટ, ગયાપુરી નિરખતા **શ્રીફલ્ગુતીર્થે** જઇ

---

શ્રીકાશીજીથી ગયાજીનું ભાડું રૂ. ૨-૮-૦.

તીર્થે સ્નાન વિધાન, તર્પણ કરી, સત્ શ્રાદ્ધ સાર્યું તહીં,
મધ્યાન્હોત્તર પિંડ અર્પણ કર્યાં **શ્રીવિષ્ણુપાદોપરી**
સાર્યું શ્રાદ્ધ, તથૈવ **અક્ષયવડે** પીંડ પ્રદાનો કરી. ૮
શ્રીફલ્ગુતટ, તેમ અક્ષયવડે, શ્રીવિષ્ણુના સમ્પદે
ત્રૈણે સ્થાનક મુખ્ય શ્રાદ્ધ કરતાં, પા શ્રાદ્ધ લેખાય છે,
અર્ધ શ્રાદ્ધ ગણાય છે, પણ તહાં, તે મુખ્ય મુખ્ય સ્થળે
આખું શ્રાદ્ધ ગણાય, શ્રાદ્ધ સઘળાં જો શ્રાદ્ધ સર્વ સ્થળે. ૯
તે તે સ્થાન તણો મહાન મહિમા, નાના પુરાણો કથે
શ્રદ્ધા શક્ત્યનુસાર આર્ય જન સૌ શ્રાદ્ધો કરે સત્પથે,
સત્પુત્રે સુવિમુક્ત પિતૃરૂણથી થાવા, ગયાજી જઈ
કર્વું શ્રાદ્ધ ઘટે, સ્વપિતૃ ગણનું, વંશે વિવૃદ્ધી ચહી. ૧૦
ભાળ્યાં પર્વતનાં વિચિત્ર શિખરો શ્રીફલ્ગુતીર્થે ઘણાં
જ્યાં પ્રખ્યાત, પવિત્ર, પૂર્વજતણાં છે સ્થાનકો શ્રાદ્ધનાં,
જે જે સ્થાન નિવિષ્ટ શિષ્ટ પુરૂષે શ્રાદ્ધો કર્યાં આપણા
તે તે સ્થાનક શ્રાદ્ધનાં વિધવિધાં લેખાય છે ત્યાં ઘણાં ૧૧
સૌએ શ્રાદ્ધ કરી સ્થળ ત્રયપરે એકાદશીના દિને
આશિર્વાદ લઈ સ્વતીર્થ ગુરૂનો આવ્યા સુખે સ્ટેશને,
આવી સ્ટેશન પાસ ધર્મસદને લેઇ ફળાહારને
તે રાતે પ્રભુનું કરી ભજન સૌ સૂઇ રહ્યા સ્વાસને. ૧૨
બીજેદી નિજ નિત્ય કર્મ ઝટપી રાંધી સુખેથી જમ્યા
ત્રીજેદી પણ દેવ દર્શન કર્યાં, તીર્થે ત્રિરાત્રી રહ્યા,
પ્રેરી દર્શનમાટ સત્વર જવા **શ્રી વૈજનાથે** મતી
સૌએ ચૌદશ સાંજરે હરખતા ચાલ્યા ગયાજી થકી ૧૩

## ॥ अथ श्रीवैजनाथयात्रा ॥

॥ नमोस्तु रावणेशाय, वैजेशाय नमो नमः ॥
॥ विघ्रेशाय च वैद्याय, जोतिर्लिंगात्मने नमः ॥ १ ॥
॥ मानुषं दुर्लभं प्राप्य वैजनाथस्यदर्शनं ॥
॥ न करोति नरो यस्तु तस्यजन्म निरर्थकं ॥ २ ॥

સારી રાત કિયૂલ, ને જસદિયા, બે જંકશનોયે ગઈ
પ્હોચ્યા પૂનમને પ્રભાત સમયે,**શ્રી વૈજનાથે** જઈ,
છેટે સ્ટેશનથી મહા શિવપુરી એકાદ ગાઉ હશે
કીધો તત્ર જઈ નિવાસ, સુખથી સદ્ધર્મશાળા વિષે. ૧૪
પ્રાતઃ કૃત્ય કરી, પ્રભાત સમયે સાથે લઇ સર્વને
ચાલ્યા પૂજકવિપ્રસાથ હરખે **શ્રી વૈજનાથાર્ચને,**
ભકતોની બહુ ભીડ તત્ર નિરખી, કષ્ટે ગભારે સરી
પૂજા સત્વર શંભુની પ્રથમદી પંચોપચારે કરી. ૧૫
આવી સ્થાનવિષે શિવાર્ચન કરી, રાંધી નિરાંતે જમી
જોવા શંભુપુરી પવિત્ર સઘળી, સાંજે ગયા ઉદ્યમી,
જોઇ શંભુપુરી, પ્રદોષ શિવનું હર્ષે કરી દર્શન
આવી આશ્રમ, વિશ્રમી, શયન ત્યાં કીધું નિરાંતે મન. ૧૬
બીજે દી શિવનું પ્રશાંત સમયે કર્વા ગયા પૂજન
કીધું શાંત મને સુષોડશવિધી રૂદ્રાભિષેકાર્ચન,

---

ગયાજીથી વૈજનાથનું રેલ્વેભાડું રૂ ૨-૪-૬

નૈવેદ્ય પ્રભુને નિવેદન કરી સૌને જમાડી જમ્યા
ત્રીજેદી શિવનું સમર્ચન કરી નૈવેદ્ય અર્પી જમ્યા. ૧૭
મ્હોટા દુર્ગમ દુર્ગમધ્ય શિવનું પ્રાચીન સંસ્થાન છે
ચોતર્ફે શિવમંદિરો પણ ઘણાં, મધ્યે મહા સ્થાન છે,
મ્હોટા મંદિર મધ્ય ભવ્ય શિવજી **શ્રી વૈજનાથેશ છે**
શંભુ સન્મુખ મંદિરે **ગિરિસુતા**, ઇશાન **નંદીશ** છે. ૧૮
ર્‌હાડી ભૂમિ વિષે વિશેષ તરૂની ઝાડી વિષે ઉદ્ભવ્યા
તે માટે શિવ **વૈદ્યનાથ**, જગતે **શ્રીઝાડખંડી** કહ્યા,
શ્રી વિદ્યેશ્વર, વૈદ્યનાથ, પણ તે શ્રીવૈજનાથ પ્રભુ
નાના નામ નિરૂકિતથી પ્રકટ થૈ, લેખાય વિશ્વે વિભુ. ૧૯
પૂર્વે રાવણને પ્રસન્ન જલદી અત્રે થયા પૂજને
તે માટે જગ રાવણેશ્વર કહે, શ્રીવૈદ્યનાથેશને,
વેજાનો અભિષેક, તન્મુખજળે માની મહાદેવ જે
સદૈવ પ્રકટયા, વદાય જગમાં શ્રીવૈજનાથેશ તે. ૨૦
લિંગાત્મા પરમેશ પર્વતમય શ્રીવૈજનાથેશ છે
જ્યોતિર્લિંગ પુરાણમાં પ્રથિત, તે શંભુ સ્વયંભૂ ખરે,
બારે જ્યોતિષલિંગ વર્ણન કર્યાં, શાસ્ત્રો પુરાણો વિશે
તેમાં એક **સુપર્યલીપુર** વિશે વૈજેશ પૂજાય છે. ૨૧
શ્રીવૈજેશ્વર ખાસ વાસ ગમતો કૈલાસમાંહે યથા
છે એકાંત નિવાસ લાયક સદા નિર્બાધ તે સર્વથા,
શ્રીવૈજેશ્વરમાં ત્રિરાત્ર નિવસ્યા અત્યંત આનંદમાં
કલ્કત્તે, જગદીશ, સત્વર જવા ઇચ્છા થઇ ચિત્તમાં. ૨૨

તીર્થ બ્રાહ્મણ ભૈરવાર્ચક–સુખાનંદ પ્રસન્નાતમા
ત્હેને શકત્યનુસાર દાન અરપી, સ્નેહે કરી વંદના,
શ્રીવૈજેશ્વર ફેર દર્શન ચહી સંપ્રાર્થનાઓ કરી
કલકત્તે જલદી જવા મન કરી ચાલ્યા સઉ નિઃસરી. ૨૩
ચોથેદી પુરથી પ્રયાણ કરવા ઈચ્છી તૃતીયાદિને
સંધ્યા, પૂજન, ભોજનાદિ અટપી, દૈ દાન સદ્વિપ્રને,
પૂજાન્તે પ્રણમી પ્રયાણ સમયે શ્રીવૈજનાથેશને
મધ્યાન્હોત્તર વૈજનાથ પુરથી આવ્યા સઉ સ્ટેશને. ૨૪

## ॥ अथ श्रीकलकत्ता महाकाली यात्रा ॥

॥ दीप्तक्षुद्वेगयोगाद्वदनहलहलंबजिह्वाग्रलीढ–
॥ ब्रह्मांडक्षौद्रबिंदुप्रबलतरभवज्जाठराग्निस्फुलिङ्गाम् ॥
॥ कालीं कंकालवेषामतुलगलचलन्मुंडमालाकरालां
॥ गुञ्जासंवादिनेत्रामजिननिवसनां नौमिपाशादिहस्तां॥१॥
॥ प्रचण्ड चण्डमुण्डयो र्महाबलैक खण्डिनी ॥
॥ ह्यनेक रुण्ड मुण्ड युग्रणे बलैकदायिनी ॥
॥ क्वचित्वशक्तिकारिणी रमाविलासदायिनी ॥
॥ मुदेऽस्तु कालिकासदा समस्तपापहारिणी ॥ २ ॥
॥ पुण्याः सन्तः परहितरता बंगदेशोद्भवा ये ॥
॥ भूमेरस्याः समुदयकृते संयतन्ते सदैव ॥

॥ गंगातीरे रुचिरधवले मंदिरे सुन्दरे ते ॥
॥ वीक्ष्यन्तें वां विमलहृदयाःपापदूर्लक्ष्यमूर्तिम् ॥ ३ ॥

એશી અગ્નિરથે ગયા, **જસદિયા** નામે મહા જંકશને
ત્યાં ગાડી બદલી સુખે ઝટ ગયા, પ્હોચ્યા ચતુર્થીદિને,
પ્હોચ્યા સ્ટેશન **હાવરા, કલકટે** આઠે સવારે અમે
જ્યેષ્ઠ સ્વાત્મજ **રામશંકર**તણા જે ઊતર્યા આશ્રમે. ૨૪
હુએઁ આશ્રમ વિશ્રમી, સઉ સુખે ત્યાં સ્નાન સંધ્યા કરી
લેઇ ભોજન ભાવતાં હરખથી, આરામ લીધો જરી,
લૈ આરામ, સ્વપુત્રસાથ ફરવા સાંજે ગયા સ્હેરમાં
સંબંધી જન સર્વને પણ મળી આવ્યા સુખે સ્થાનમાં. ૨૫
આનંદે દિન સાત તત્ર નિવશી, જોયું ફરી સ્હેર તે
સાથે બાંધવ, મિત્ર, પુત્ર, ફરતાં આનંદ વાધે બધે,
જુની તેમ નવી બજાર નિરખી દેશી વિદેશી તણી
સાશ્ચર્યેં નિરખી થયા ચકિત સૌ તે સ્હેર શોભા ઘણી. ૨૬
એંગ્લો ગુર્જર સ્કૂલ વાર્ષિક મહામેળાવડે સૌ મળ્યા
**શ્રીદર્ભંગ** નરેશ, દર્શન તહાં આમંત્રણે જે કર્યાં,
વર્તે આપ સનાતન શ્રુતિપથે વર્તાવતા સર્વને
એવા અત્ર **રમેશસિંહ** સરખા છે ધન્ય ભૂપાલને. ૨૭
**શ્રીકાલી** જગદંબ દર્શન કર્યાં, વારે રવીયે જઇ
કાલીનો મહિમા મહાન નિરખી આશ્ચર્ય પામ્યા તહીં,

---

વૈજનાથથી કલકત્તા ટીકટ ૧ ના રૂ. ૩—૪—૩.

શ્રીગંગાતટ ઉત્તરાયણદિને જૈ સ્નાન સૌએ કર્યું
તીર્થે શકત્યનુસાર પર્વદિવશે કાંઇક ત્યાં વાપર્યું. ૨૮
મ્હોટા સંગ્રહ સ્થાનકે વિધવિધ પ્રાચીન અર્વાચિની
જોઇ અદ્ભુત વસ્તુઓ પણ ઘણી દેશે વિદેશે બની,
ભાળી ખંડિત મુર્તિયો વિધવિધ પ્રાચીન લેખો ઘણા
સાનંદે અભિનંદતા હરખા, સ્થાને ગયા આપણા. ૨૯
માશીનો સુત **વિશ્વનાથ** પણ ત્યાં સાથે વસે પુત્રની
તેણે તત્ર ઘણા પ્રસન્ન મનથી સેવા કરી સર્વની,
સંબંધી નિજના બરાણપુરના ત્યાં **રામભાઉ** વસે
પ્રોત્સાહે પરૂણાગતો બહુ કરી તેણે સુપ્રીતી વશે. ૩૦
**ગંગાસાગર સંગમે** મકરનો મેળો મહા થાય છે
બેશીને જળયાનમાં દ્વિપવિષે યાત્રી ઘણા જાય છે,
ઇચ્છા તત્ર જવા થઇ, પણ તહાં ભાળી ઘણી ભીડ તે
ગંગાસાગર આળશી મન ગયું, સ્નેહી જનોના મતે. ૩૧
કલકત્તે દિન સાત ખાસ નિવશી, સૌ સાથ આનંદથી
જોઇ આપ્તજનો સહે બહુ ફરી તે સ્હેર શોભા બધી,
થાતાં નિશ્ચય, પૌષ કૃષ્ણ દશમે જાવા **જગન્નાથજી**
આપી આશિષ પુત્રને પરવર્યા રાતે સઉએ સજી. ૩૨
બેઠા અગ્નિરથે લઇ ટિકટ સૌ શ્રી **હાવરાથી** સજી.
ચાલી લોકલ સઘ **ખડ્ગપુર** થૈ સીધી **જગન્નાથજી**
રાત્રી અગ્નિરથે ગઈ દશમની, એકાદશીને દિને
સૌ સાનંદ સવાર સાત સમયે પ્હોચ્યા **પુરી** સ્ટેશને. ૩૩

॥ अथ श्रीजगदीशयात्रा ॥

॥ महाम्भोधेस्तीरे कनकरुचिरे नीलशिखरे ॥
॥ वसन् प्रासादान्त स्सहजबलभद्रेण बलिना ॥
॥ सुभद्रामध्यस्थः सकलसुर सेवा वसरदो ॥
॥ जगन्नाथः स्वामी नयनपथगामी भवतु मे ॥ १ ॥
॥ अदो यद्दारु प्लवते सिन्धोःपारे अपूरुषं ॥
॥ तदारभस्वं दुर्हणा स्तेनगच्छ परस्तरं ॥ १ ॥ ऋ.सं.मंत्रः ॥
॥ जगदीशं नमस्कृत्य रथयात्रामहोत्सवे ॥
॥ भवयात्रा विनिर्मुक्तो याति विष्णोः परं पदं ॥ १ ॥

એશી અશ્વરથે ગયા પુરવિષે સઘે સુભાગ્યોદયે
શ્રીમાળીદ્વિજ ગોર શ્રીવનવિહારી રામચંદ્રાલયે,
આત્મારામ સુશીલ તીર્થગુરૂયેપુત્રેદિનાનાથના
લક્ષ્મીમંદિરમાં મુકામ સુખનો આપ્યો, કરી ચાહના. ૩૪

॥ समुद्र स्नानमंत्र. ॥

॥ ओं नमोविश्वगुप्ताय नमोविश्वपराय ते ॥
॥ सान्निध्यं कुरुदेवेश सागरे लवणांभसि ॥ १ ॥
॥ अग्निश्चते योनिरिडाचदेहो रेतोधाविष्णो रमृतस्य नाभिः ॥

---

કલકત્તેથી જગન્નાથજીની ટીકીટ ૧ ના રૂ. ૪-૧૪-૦
શ્રીજગન્નાથ શાકે ૧૧૧૯-૨૦ શ્રીગુર્જરદેશાધીશ્વર અનંગભીમે પ્રસ્થાપ્યાનો લેખ છે.

॥ एवंजपन्पांडवसत्यवाक्यं ततोवगाहेतपतीं नदीनां ॥ २ ॥
॥ अन्यथाहिकुरुश्रेष्ट देवयोनिरपांपतिः ॥
॥ कुशाग्रेणापिकौंतेय नस्पृष्टव्यो महोदधिः॥३॥भा.व.अ.११४

પ્રાતઃ કૃત્ય કરી, સમર્ચન કરી, **શ્રીમજ્જગન્નાથનાં**
મધ્યાન્હે સઉ સાથ સ્નાન કરવા તીરે ગયા અબ્ધિના,
તે એકાદશિયે સમુદ્રતટ જૈ સંસ્નાન કીધું અમે
સંધ્યાવંદન તર્પણાદિક કરી હર્ખે વળ્યા આશ્રમે. ૩૫
માર્ગેઅદ્ભુત મંદિરો નિરખતા પ્રાચીન અર્વાચિનો
કર્તા દર્શન દેવનાં હરખતા, ભેટી ઘણા સજ્જનો,
પૂછીને પથ ચાલતા વિધવિધાં જોતા ઘણાં આશ્રમો
માર્ગે શંકરઆર્યનો મઠ વળી ભાળ્યો સુ સોહામણો. ૩૬
શ્રીમચ્છંકરઆર્ય વિશ્વગુરૂયે કીધેલ સંસ્થાપન
**શ્રીગોવર્ધન** નામના મઠવિષે કર્વા ગયા દર્શન,
તીર્થે અબ્ધિતટે અપૂર્વ મઠ તે **શ્રીશંકરાચાર્યનો**
એકાંતે નિરૂપદ્રવે નિરખતાં આનંદ વાધ્યો ઘણો. ૩૭
સ્વામી **શ્રીમધુસૂદન** પ્રવયસે, શ્રી **તીર્થ** નામા રહે
કીધાં દર્શન તેમનાં. સવિનયે, વંદી ઘણા ઉત્સહે,
પીઠાધીશ્વરથી તમામ મઠની જાણી વ્યવસ્થા ખરી
આશિર્વાદ લઇ પ્રસન્ન મનથી ચાલ્યા પ્રણામો કરી. ૩૮
સાંજે શ્રી જગદીશનાં પુનરપિ પ્રેમે કર્યાં દર્શન
આવી સ્થાન, હવિષ્ય ભોજન કરી, રાતે કર્યું આસન. ૩૯

ઊઠી સઘ સવાર પૂજન કરી શ્રીમજ્જગન્નાથનાં
ચોતર્ફે પણ મંદિરો બહુ ફરી જોયાં ઘણાં દેવનાં,
આવ્યા સ્થાન વિષે, વિશેષ હરખે સાથે ફરી સર્વના
આવ્યો થાળ, જમ્યાં સઊ, પણ અમે ભાવે કરી વંદના. ૪૦
ભારે ભૈરવચક્ર વક્ર મહિમા ભાળ્યો, જગન્નાથનો
વર્ણો વર્ણ વિભેદ ભાન રહિતે ભકતો કરે ભોજનો,
ભકતો ભાવ વિષે વિભેદ ન ગણે કો જાત કે ભાતનો
શૂદ્રસ્પૃષ્ટ પ્રસાદ ભક્ષણ કરે, રાંધેલ સૌ ભાતનો. ૪૧
ખોટી અંધપરંપરા પ્રચલતી જોઇ જગન્નાથમાં
આશ્ચર્યે નિરખી અશાસ્ત્ર મહિમા દુઃખી થયો ચિત્તમાં,
ખોટી શૂદ્રપરંપરા પ્રચલતી જોઇ અશ્રદ્ધા થઈ
શ્રદ્ધાયે પ્રભુનું પદોદક લઇ, તે ભાત લીધો નહીં. ૪૨
ભાવે ભાત ઘણાક ભક્ત જન સૌ ઘેરે લઈ જાય છે
યાત્રીના ઘર જૈ પ્રસાદ સમજી, માગી લઇ ખાય છે,
એવી અંધપરંપરા પ્રચલતી સર્વત્ર દેખાય છે
શ્રદ્ધા, શાસ્ત્ર વિરૂદ્ધ વર્તનવિષે ખોટી જ લેખાય છે. ૪૩
જયાં કાપાલિક શાક્ત જોર જબરૂં, તે દેશ છે નિંદિયા
દેશો દૂષિત શાસ્ત્ર વર્ણન કરે, બંગાળ ને ઓઢિયા
શ્રીકાળી, જગદીશની, સમય આ યાત્રા જગત્પાવની
તેથી તે અવની પવિત્ર, પણ છે, યાત્રા વિના પાપની ૪૪
પૂર્વે ભૈરવ ચક્ર જોર જબરૂં અત્રે હશે ચાલતું
તેથી તાંત્રિક વામ માર્ગમહિમા ચાલ્યો હશે આ વધુ,

સૌને તાંત્રિક, યાંત્રિક, ભ્રમણુમાં નાખે મહા માંત્રિકો
જેને સદ્‌ગુરૂ, શાસ્ત્ર, ઈશ્વર, કૃપા, ત્હેને ભમાવે ન કો. ૪૫
ષટ્ કર્મોહિત વૈશ્વદેવ કરવા સ્થાને રસોઇ કરી,
નૈવેદ્ય પ્રભુને નિવેદન કરી, ખાધું હરીને સ્મરી;
સાંજે શ્હેર નિરીખતા, વિચરતા, સંધ્યા તળાવે કરી,
રાતે શ્રી જગદીશ દર્શન કરી, આવ્યા મુકામે ફરી. ૪૬
રાત્રી સૂક્ત ભણી, કરી ભજન સૌ નિશ્ચિંત સૂઇ રહ્યા,
ઊઠી તેરશને પ્હેરોઠ જલદી ન્હાવા તળાવે ગયા;
ન્હાઈ, શ્રી જગદીશ દર્શન કરી, રાંધી કરી ભોજન,
સાનંદે કરવા પ્રયાણ પુરથી સૌએ કર્યું ચિંતન. ૪૭
પૌષ કૃષ્ણ ત્રયોદશી દિન અમે શ્રી મજ્જગન્નાથથી,
વંદી શ્રી જગદીશને પરવર્યા સંધ્યા સમે હર્ષથી;
શ્રદ્ધા શક્ત્યનુસાર ભેટ અરપી, લૈ આશિષો ગોરની,
આવી સ્ટેશન રાતરે ટિકટ લૈ, છોડી પુરી નાથની. ૪૮
જાતાં શ્રીજગદીશથી સુનિકટે વિખ્યાત વિશ્વે ઘણું,
આવે સ્ટેશન માર્ગમાં પ્રભુતણું શ્રી સાક્ષિ ગોપાળનું;
ખુર્દારોડ થકી જવાય જલદી મદ્રાસ, રામેશ્વર,
શ્રી રામેશ્વર યાત્રિયો બહુ જતાં જ્યાં ઊતરી સત્વર.૪૯

---

જગન્નાથથી શ્રી ભુવનેશ્વરની ટી. ૧ રૂ. ૦-૯-૯.

## ॥ अथश्री भुवनेश्वर यात्रा ॥

॥ वंगदेशं समासाद्य भुवनेशांतगः शिवः ॥
॥ गौडदेशः समाख्यात स्तत्र श्री भुवनेश्वरः ॥१॥
॥ सपादलक्षाद्भुतमंदिराणां मध्येमहन्मंडप राजमानः ॥
॥ राजोपचारैस्सततं समीज्यः पायादपायाद् भूवनेश्वरो नः॥२॥

પ્હોચ્યા શ્રી ભુવનેશ રાત અરધી, સૂઈ રહ્યા સ્ટેશને,
પ્રાતઃ શ્રી ભુવનેશમાં પરવર્યા, ઘેરે ગયા ગોરને;
ત્યાં બંસીધર નામ ગોર નિવસે કેદારનાથાત્મજ,
શ્રીમાળીદ્વિજ ગોર તે ગુણનિધી દેખ્યો, ન ધર્મધ્વજ.૫૦

તે ગોરે સુખવાસ ખાસ સઉને આપ્યો સ્વતંત્રે મહા,
આવી યોજન દૂર સ્ટેશનથકી વિશ્રામ કીધો તહાં;
સઘે બ્રાહ્મણ સાથ બિંદુસર જૈ ત્યાં સ્નાન, સંધ્યા કરી,
ભાવે શ્રી ભુવનેશ પૂજન કરી આવ્યા મુકામે ફરી. ૫૧

સંસ્થાને સઉ સાથ ભોજન કરી, કર્વા ગયા દર્શનો,
ઠામે ઠામ શિવાલયો નિરખતાં આનંદ વાધે ઘણો;
પંચક્રાશવિષે શિવાલય સવાલાખો કહેવાય છે,
ખંડેરો, શિવમંદિરો વિધવિધાં અદ્યાપિ દેખાય છે. ૫૨

મુખ્ય શ્રી ભુવનેશ મંદિર, યથા શ્રીમજ્જગન્નાથનું,
શોભે છે જગદીશ મંદિરથકી પ્રાચીન આતો ઘણું;

નિત્યે શ્રી ભુવનેશમાં પણ ઘણા હુંડા ચઢે ભાતના,
લે છે ત્યાં શિવનો પ્રસાદ સઘળા ભક્તો કરી ચાહના. ૫૩
પૂજા થાય સુષોડશોપકરણે રાજોપચારે સદા,
ભાળી શ્રીભુવનેશ વૈભવ મહા, આશ્ચર્ય પામે બધા;
લાગે શ્રી ભુવનેશ્વરાનુકરણ શ્રીમજ્જગન્નાથનું,
જુનાને વિસરી જઇ જગત સૌ ચાહે નવું ને નવું. ૫૪
રાતે સૌ શયનાર્તિ દર્શન કરી આવ્યા સુખે સ્વાસને,
ગાતા શંકરના મહાન મહિમા સૂતા નિચિંતે મને;
પ્રાતઃકૃત્ય કરી દ્વિતીય દિવશે દર્શે ગયા દર્શને,
કેદારેશ્વર, એક યોજન પરે, ત્યાં લે ગયા સર્વને. ૫૫
ઇશાને ભુવનેશથી શિવ મહા કેદારનું ધામ છે,
એકાંતે નિરૂપદ્રવે નિવસવા સંસ્થાન તે યોગ્ય છે;
લિંગાત્મા ભુવનેશ પર્વતમયે શંભુ સ્વયંભૂ યથા,
કેદારેશ્વર લિંગ પર્વતમયે શંભુ સ્વયંભૂ તથા. ૫૬
ગૌરી કુંડ વિષે વિશુદ્ધ મનથી કાયા કરી નિર્મળી,
તીર્થે તર્પણ બ્રહ્મયજ્ઞ સહિતે મધ્યાન્હ સંધ્યા કરી;
ગૌરીકુંડ તટોપરી ભગવતી ગૌરી, સમર્ચી કરી,
કેદારેશ્વરનું સમર્ચન કરી સંસ્થાન જોયાં ફરી. ૫૭

---

શાકે ૧૮૮ શ્રી માલવ દેશાધીશ્વર લલાટેન્દુ કેસરીયે શ્રી ભુવનેશ્વર સંસ્થાન સંસ્થાપ્યાનો લેખ છે.

મ્હોટાં અદ્દભુત મંદિરો બહુ ફરી ભાવે કરી પૂજનો,
કુંડો નિર્મળ નીર પુર્ણ નિરખી આનંદ વાધ્યો ઘણો;
શ્રી દર્ભંગ નરેશનાં પુનરપિ કુંડે થયાં દર્શનો,
દર્શશ્રાદ્ધ કરે, સનાતનપથી, ત્યાં હર્ષ વાધ્યો ઘણો. ૫૮
મ્હોટાં અદ્દભુત મંદિરો નિરખતા આનંદને પામતા,
સાંજે શ્રી ભુવનેશ દર્શન કરી આવ્યા મુકામે બધા. ૫૯
ત્રીજેદી શિવ માઘ શુકલ પડવે પ્રાતઃ કરી કૃત્યને,
ભાવે શ્રી ભુવનેશ પૂજન કરી ચાલ્યા સઊ દર્શને;
પ્હોચ્યા યોજન દૂર દક્ષિણ પથે કર્તાં ઘણાં દર્શનો,
સદ્ગ્રામે જનકેશ દર્શન કર્યાં, આનંદ વાધ્યો ઘણો. ૬૦
સેવા શંકરણી અનૂપમ હવા તે દેવ ભૂમીવિષે,
બાંધે છે બહુ બંગલા સુધનિકો બંગાળના ચૌદશે;
મધ્યાન્હોત્તર દર્શનો બહુ કરી, આવ્યા સુખે આશ્રમે,
નૈવેદ્ય પ્રભુને નિવેદન કરી, સાંજે જમ્યા સૌ અમે. ૬૧

---

## ॥ अथ स्वदेशाभिगमनम् ॥

માર્ગે ખડગપુરે, વળી નગપુરે, આકોલ, ભૂસાવળે,
સાનંદે જળગામ જંકશન થઇ, રૈ' નંદબારે પુરે;
આવ્યા સૂરત, એકદી અહમદાવાદે સુખેથી ઠરી,
મ્હેસાણું, થઇ પાટણુ સ્વનગરે આવ્યા સુયાત્રા કરી. ૬૨

રાતે શ્રી ભુવનેશથી પરવરી, પ્રાતર્દ્વિતીયાદિને,
પ્હોંચી ખડગપુરે, રહી દિન બધો રાંધી જમ્યા સ્ટેશને;
બેશી અગ્નિરથે સુખડગપુરથી રાતે લઇ સર્વને,
પ્હોંચ્યા નાગપુરે સવાર દશના યોગે તૃતીયાદિને. ૬૩
કીધો સ્ટેશન પાસ વાસ સુખથી સદ્ધર્મશાળા વિષે,
મધ્યાન્હોત્તર પાક ભોજન કરી જોવા ગયા સ્હેર તે;
સાયાન્હે પુનરેવ ધર્મ સદને આવી સુખે શાંતિયે,
રાત્રી સુકત ભણી, કરી ભજન સૌ સુઈ રહ્યા રાત્રિયે. ૬૪
ચોથે નાગપુરે રહી દિન બધો રાતે જઇ સ્ટેશને,
બેશી અગ્નિરથે નવે પરવર્યા સાથે લઇ સર્વને. ૬૫
પ્હોંચ્યા પાંચમને પ્હરોઠ સુખથી સૌ મુર્તિજા સ્ટેશને,
ગાડીની અથડામણે અધવચે રે'વું પડયું સર્વને;
સંધ્યા સ્નાન કરી, ચહાય પણ પી બે પ્હોર ઠેર્યા તહીં,
બે વાગ્યે ઝટ મુર્તિજાપુર થકી ગાડી અગાડી ગઈ. ૬૬
આકોલા પર થૈ ભુસાવળ ગયા, રાતે મહા જંકશને,
આખી રાત મુસાફરાશ્રમવિષે સુઇ રહ્યા સ્ટેશને;
બેશી અગ્નિરથે ભુસાવળ થકી પ્રાતઃસમે ઉદ્યમે,
પ્હોચ્યા શ્રીજળગામ જંકશન સુખે સાતે સવારે અમે. ૬૭
આઠે તે જળગામ જંકશન થકી તાપ્તી થઇ રેલવે,
પ્હોચ્યા આમલનેર સ્ટેશન નવે, ત્યાં સ્નાન કીધું નળે;

ભુવનેશ્વરથી ભુસાવળની ટી. ૧ ના રૂ. ૧૬–૮–૦

સઘે ત્યાં ફળનો અહારજ કરી ચાલ્યા અગાઠી અમે,
પ્હોચ્યા નંદરબાર તેજ દિવસે બે વાગતાના સમે. ૬૮

છઠ્ઠે નંદરબારમાં ઝટ જઇ વારે શુભે મંગળે,
સંબંધી જન સર્વને હરખથી ભેટયા સુખે સત્વરે;
માસાજી સદને મુકામ સુખથી કીધો મહાદેવમાં,
સાથેનાં સઉને મુકામ સુખનો ફાવ્યો મહા સ્થાનમાં. ૬૯

સત્સ્નેહે બહુ આગ્રહે સ્વજનના ત્યાં પાંચ રાતો રહ્યા,
ત્યાં **બાળાપુર** ને **બરાણપુરથી** આવી સઉયે મળ્યા;
સંબંધી જન સાથ પાંચ દિવસો આનંદથી નિગમ્યાં,
ત્યાંથી બારશને દિને સ્વજનની આજ્ઞા લઇ નીકળ્યા. ૭૦

શ્રી કાશીકર આગ્રહે સ્વજનના સ્નેહે મુસાળે રહ્યા,
સઘે પાટણ આવવા સુવિનવી આશીષ લૈ નીકળ્યા,
બેશી અગ્નિરથે સુખે પરવર્યા બે વાગતે બારશે,
આવ્યા સત્વર સ્ટેશને **સુરતના**, ત્યાં સાત વાગ્યા હશે. ૭૧

ત્યાં ગાડી બદલાય, તે નિરખતા બેશી રહ્યા સ્ટેશને,
ત્યાંથી મધ્યનિશા થતાં પરવર્યા સાથે લઇ સર્વને;
આવી તેરશને સવાર **અમદાવાદે** સઊ ઉતર્યા,
મુકી સામન સ્ટેશને વશ વિશી, સૌ સ્હેરમાંહે ગયા. ૭૨

સ્હેરે તેરશ સોમવાર નિવશી સ્નેહી સગાંને મળ્યા,

---

ભુસાવળથી નંદરબાર ટી. ૧ રૂ. ૧-૦-૬

ત્યાંથી ચૌશઠને મ્હેરોડ સઉની આજ્ઞા લઇ નીકળ્યા;
મ્હેસાણે દશ વાગતે અતિ સુખે સૌ સાથ આવી ગયા,
આશી સત્વર ત્યાંથકી નિજગૃહે ખેરાળુ ગામે ગયાં. ૭૩
ઇચ્છા, ચંચળ, પ્રેમબ્હેન સહિતે સીધા સધાવી અમે,
ત્યાંથી તે દિવસે સ્વપાટણપુરે આવ્યા સુખે સ્વાશ્રમે;
આધી શુકલ ચતુર્દશી શુભદિને વારે શુભે મંગળે,
આવ્યા માસ ચતુષ્ટયે સઉ સુખે યાત્રાકરી સત્વરે. ૭૪

॥ इतिश्री प्रकीर्णयात्रोल्हासः ॥ ३ ॥

---

## ॥ यात्रानुभव सार दशकम् ॥

શ્રીમદ્ ભારત ભૂમિમાં વિધવિધાં યાત્રા સ્થળો છે ઘણાં,
યાત્રા સર્વ સધાય આ જનમમાં, તે ભાગ્ય ક્યાં આપણાં ?
અલ્પાયુષ્ય અશક્ત અલ્પજીવથી, યાત્રા બધી ના બને,
શ્રદ્ધા શકત્યનુસાર માનવ કરી યાત્રા, પવીત્રી બને. ૧
જ્યાં જ્યાં પૂર્વ મહર્ષિયો નિવસતા, તે તે સ્થળો પુણ્યનાં,
એવાં ભારત ભૂમિમાં વિધવિધાં લેખાય તીર્થો ઘણાં;
તે તે તીર્થવિષે વિશેષ વિચરી, નિષ્પાપ થૈયે ખરે,
શ્રદ્ધા શકત્યનુસાર પાવન થવા, સૌ તીર્થ યાત્રા કરે. ૨
પૂર્વે તો પગ ચાલતા જન જતા, જોતા ઘણાં સ્થાનકો,
નાના તીર્થ અનુક્રમે વિચરતા, જાતાં તજાતાં ન કો;

મ્હોટા સંઘ સજી મહાજન જતા, સાથે જતા નિર્ધની,
આશા પૂરણ સર્વની પણ થતી, સત્તીર્થ યાત્રા તણી. ૩
તીર્થે આ સમયે જવાય, પણ તે ટૂટી ગયાં સાધનો,
ચાલીને પગ જાય કોક, પણ તે વિક્ષેપ પામે ઘણો;
વૈરાગી વિરલા વિના ધન સુખે તીર્થે સદા સંચરી,
યાત્રાઓ કરતા હશે, તદપિ તે દેખ્યા ન દેખ્યા ફરી. ૪

ખર્ચી દ્રવ્ય અનેક કષ્ટ સહતાં, દૂરે તજી ધર્મને,
સઘે સાધન રેલનું તદપિ હા ! નિર્દિષ્ટ યાત્રા બને,
ખર્ચી દ્રવ્ય, સુખે, સ્વધર્મ સહિતે જે તીર્થયાત્રા કરે,
દોડાદોઠ વિના પ્રશાંત મનથી, સદ્ભાગ્ય તેનાં ખરે. ૫

સ્થાને સ્થાન વિશાળ ભવ્ય, સુખની છે ધર્મશાળા ઘણી,
આવી યત્ર કરે નિવાસ ફરતા, રાજા ધની નિર્ધની;
યાત્રી સૌ સુખ વિશ્રમી, અનુભવી સારી વ્યવસ્થા ઘણી,
આપે આશિષ ધન્યધન્ય સતતે સ્વર્ગે વસે આ ધની. ૬

યાત્રા આ સમયે થઇ બહુસુખે. આનંદ આવ્યો બહુ,
સદ્ભાગ્યોદયથી જ ફેર પણ હું તે તીર્થયાત્રા ચહું;
પ્રાર્થું શ્રી પ્રભુને, થઇ **બહુદકી**, પ્રારબ્ધ હું નિર્ગમું.
એવી સન્મતિ આપશો પ્રભુ ! મ્હને "હું **તીર્થયાત્રી રમું**,
તીર્થે સાધુ સમાગમે મન રમે, દુર્વાસાઓ શમે,
વિક્ષેપ ક્ષય કારણે મુનિવરો થૈ તીર્થવાશી રમે;

તીર્થે ખાસ કરી નિવાસ, સતતે ત્યાગી બધા વૈભવો,
અંત ર્‍હોર વિશુદ્ધ ધી, દમ–દયા–દાને, તરે માનવો. ૮

નાના તીર્થવિષે વિશેષ ભટકયે નાના ઉપાધી નડે,
સદ્યે નિર્મળ થાય ચિત્ત, પણ તે એકે સ્થળે ના ઠરે;
તીર્થો શકત્યનુસાર માનવ ફરી, જો એક તીર્થે ઠરી,
એકાંતે તપ આચરે, સ્થિર મને, તો રીઝશે શ્રી હરી. ૯

પ્રાયશ્ચિત્તમશે, યશે, સુખલશે, પુણ્યાશ, ઇત્યાદિકે,
યાત્રા સૌ કરતા જણાય જગમાં, વ્યર્થાશ ઔપાધિકે;
વિક્ષેપ ક્ષય કારણે ગૃહ તજી, કો એક તીર્થે ઠરી,
એકાંતે નિરૂપદ્રવે તપ કરે, ત્હેને મળે શ્રી હરી. ૧૦

શ્રીગંગા ગુરૂ વિશ્વનાથ ચરણે પ્રાર્થું પ્રણામો કરી,
સદ્ભાગ્યોદય માહરાં પ્રભુ કરો, તીર્થે વસું હું ઠરી:
શ્રી ગંગાતટ વિશ્વનાથ નગરી કાશી નિવાશી થઊ,
એ આશી પરિપૂર્ણ ! પૂર્ણ કરશો; तत्सत् सुशान्ती ચહું ૧

શ્રી વિશ્વેશ્વરના અનુગ્રહ વશે, પુણ્યપ્રતાપે સરી,
યાત્રા ઉત્તર પૂર્વ તીર્થ વિચરી, ભાગ્યે બની તે કરી;
મૃત્યર્થે સતતે યથામતિ લખી આ પદ્યમાળા શ્રથી,
ॐ तत्सत् પરમાત્મ અર્પણ કરી, યાચું સદા સન્મતી. ૨

શ્રીમદ્વિક્રમ ઓગણીસ શત ને શીતોતરે વત્સરે,
ચંપાષષ્ટિદિને, સ્વજન્મદિવસે, ચાલૂ વયે ત્રેપને;

સ્વાનંદે મણિશંકરે ગ્રથિત યાત્રા પદ્ય પુષ્પાંજલી;
વંદી સજ્જનને સમર્પણ કરી; નિર્દોષ છે, શ્રી હરી. ૩

॥ सत्पक्षपातिनोहंसा नूनंनालीकवल्लभाः ॥
॥ गुणं गृह्णीत मादोषं नीरक्षीर विवेकिनः ॥ १ ॥

॥ ॐ तत्सत् ॥

